શ્રી ગણેશાય નમઃ

# માલવિકા-અગ્નિમિત્ર

## નાટકનાં ગાયનો.

---

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,


વિઠ્ઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક

મુ. કરાચી.





હિતેચ્છુ પ્રેસમા હરિદાસ વાલજીએ છાપી,—કરાચી

આવૃત્તિ પહેલી　　　　પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૪　　　　સને ૧૯૧૮

કીંમત ૦—૨—૦

## રાજા મહારાજાઓ

નવાબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેંબરો, સેશન્સ જજો, કર્નલો, મેજર કેપટન, નામદાર વાઇસરાયના ઓનરરી એ. ડી. સી. લેફટેન્ટ, પોલીટીકલ એજન્ટ, સરકારી સીવીલીયન ઓફીસર, યુરોપીઅન સીવીલ સરજન, એમ. ડી.ની ડીગ્રી ધરાવનારા મોટા ડાકટરો તથા દેશી અને યુરોપીઅન અમલદારો અને ગ્રહસ્થોમાં **બાદશાહી યાકુતી** નામની જગજાહેર દવા બહુ વપરાય છે એજ તેની ઉપયોગીતાની નીશાની છે—ગવર્નમેન્ટ લેબોરેટરીમાં આ રજવાડી દવા એનાલાઇઝ થએલ છે.

## બાદશાહી યાકુતી

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવિકારના તમામ વ્યાધી મટાડે છે. અને વિર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇ પણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીઆ દશ.

## બાદશાહી યુનાની લેપ

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ.

**ડાકટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.**

# માલવિકા-અગ્નિમિત્ર નાટકના પાત્ર પરિચય

## પુરૂષ પાત્ર.

અગ્નિમિત્ર..............વિદિશાનો શુંગ રાજા.
વસુમિત્ર................વિદિશાનો યુવરાજ.
યજ્ઞસેન...............વિદર્ભનો રાજા
માધવસેન..............યજ્ઞસેનનો ભાઇ
ચંદ્રસેન..................કૌશામ્બીનો રાજા
વીરસેન.................વિદિશાનો સેનાપતિ ધારિણીનો ભાઇ
ભિલ્લરાજ..............એક બળવાન લુંટારો
સુમતિ...................વિદર્ભનો મંત્રી
વાચાલ.. ................કુંડિનપુરનો કોટવાલ
કોડીદાસ.................કુંડિનપુરનો કૃપણ કોઠારી
સુંદરલાલ...............કોઠારીનો જમાઇ
જગલો..................કોઠારીનો નોકર
ભગલો......... .........( મસ્કો ) સુંદરલાલનો સાથી

તદુપરાંત છડીદાર, સૈનિકો વિગેરે.

## સ્ત્રી પાત્રો.

માલવિકા...વિદર્ભની રાજકુમારી અગ્નિમિત્રની " નવીરાણી "

ધારિણી.....વિદિશાની મહારાણી, વીરસેનની ભગિની

માધવી......માધવની પ્રણયિની વિરસેનની પુત્રી

ઇંદિરા.......યજ્ઞસેનની પુત્રી

કૌશીકી.....માલવિકાની સખી

મરીચી.....ચંદ્રસેનની ગાયકા

વીરા........વીરસેનની રાણી

તરલા........કોડીદાસની કન્યા સુંદરલાલની સ્નેહસ્વામીની

સુંદરી.......વાગદત્તા અને પછીથી ચાચલ સાથે પરણેલી કોડીદાસની મોટી છોકરી

તદુપરાંત સખી, સાહેલીઓ વિગેરે





# માલવિકા-અગ્નિમિત્ર

## નાટકનો સંક્ષિપ્ત વૃત્તાંત



### નાન્દી, મંગલાચરણ, બાળાઓનું વસ્તુ સુચન અને પ્રાર્થના.

## અંક પહેલો.



**પ્રવેશ ૧લો—વિદિશારણ્ય.** શિકારે નીકળેલા શુંગરાજ અગ્નિમિત્રના ભારત વર્ષની ભાવી આપત્તિ સંબંધી અસરકારક ઉદગાર. વિદ્રોહી રાજાઓ ચંદ્રસેન અને યજ્ઞસેનનો અગ્નિમિત્રનું અમંગલ કરવાનો નિરધાર, જંગ જાગતાં અગાઉ વસુમિત્ર અને વીરસેન દ્વારા અગ્નિમિત્રનો ઉદ્ધાર, અને બંન્ને બંડખોર રાજાઓ પસાર.

ટેબલો

**પ્રવેશ ૨જો—વિર્હઆરણ્ય.** શુંગરાજથી અપમાન પામેલા ચંદ્રસેન તથા યજ્ઞસેનના વૈરવાળીના સંબંધી વિચાર, તેમના મિત્ર તરીકે ભિલ્લરાજના ભદ્રકમીં, ઉદ્દગાર અને તે ત્રિપુટીનો તુચ્છ નિરધાર.

**પ્રવેશ ૩જો—કોડીદાસ કોઠારીનુ મકાન.** તરલાના યૌવનાગમનો દમાર–જગલાના પ્રણય વિચાર–તથા કોટવાલ વાચાલ અને સુંદરી વચ્ચે છુપો પ્યાર.—

**પ્રવેશ ૪થો—માધવનો ભવ્ય મહાલય.** માલતિકાના ભાવીપતિના નિર્ણય બાબતમાં માધવ અને યજ્ઞસેન વચ્ચે તકરાર–અનેક પ્રકારની લાલચો બતાવ્યા છતાં મહામતિ માધવના—

કસાઇ ક્રુર હસ્તે બાલિકા દેવાય નહિ,
ભાઇ થઇને ભગીનીનું કદી ભુંડું થાય નહિ;
ગાય જેવી ગરીબ દીકરી દંડથી દંડાય નહિ,
બ્હેન વેચી બાદશાહી કદી પણ લેવાય નહિ.

પ્રશંસા યુકત પવિત્ર ઉદ્દગાર–અને માલતિકાને વિદિશા મોકલવા માધવનો દ્રઢ નિરધાર, બાદ માલવિકાનું આગમન—સહચરી સંગે પ્રણયસ્વપ્ન વિવરણ–અને ભાઇ માધવના આદેશથી સુમતિ સાથે વિદિશા પ્રત્યે ગમન.

**પ્રવેશ ૫મો—કોમીક રાજમાર્ગ.** કોઠારી કોડીદાસનો કાણા નોકર પર ફંટાળો અને પરદેશથી પધારતા તેના જમાઇ સુંદરલાલે લીધેલો મસ્કા પાલીસનો ફાળો. સસરા જમાઇની હાસ્ય ભરી મુલાકાત.

**પ્રવેશ ૬ઠ્ઠો—શુંગરાજ અગ્નિમિત્રનું દિવાનખાનું.** અશ્વમેધ યજ્ઞની રક્ષા વાસ્તે પુષ્પમિત્રે પાઠવેલા પત્ર પર ચક્રવર્તિ પદના વિચાર કરતો અગ્નિમિત્ર—અને તેના વીર પુત્ર વસુમિત્રના વીરત્વનું શાબ્દિક તથા આંતરિક દિગ્દર્શન.

**પ્રવેશ ૭મો—માધવીનું મકાન.** માધવીની ચોવનકેલી હાસ્ય મશ્કરી કરતી તેણીની સાહેલી, અને માધવી મરીચી વચ્ચે ગુણ લક્ષ્મીનો વિવાદ.

**પ્રવેશ ૮મો—વિંધ્યારણ્ય.** ભદ્રકાળી સમક્ષ ભિલ્લ લોકોનું ગાન—વિદિશા જવા નીકળેલી માલવિકાનું મંત્રી સાથે આગમન, ભિલ્લરાજનો માલવિકા પર બળાત્કાર—વિંધ્યરાજ વીરસેનથી તેણીનો ઉદ્ધાર—ભિલ્લરાજ પસાર.

ટેબલો.



# અંક બીજો

---

**પ્રવેશ ૧ લો—ચંદ્રશેખરની કચેરી.** સંગીત વેત્તા માધવી અને માલવિકાની શોધ કરતાં આવી ચડેલા માધવનો સંગીત આલાપ—ઉભાયમાં ઉદ્દભવેલો પ્રણયાલાપ—યજ્ઞસેનના આગમનથી થયેલો વિ-ચ્છેદ—અને માધવ કૌશાંબીમાં કેદ.

**પ્રવેશ ૨ જો—રોડીદાસ કોઠારીનું મકાન.** વિદેશમાંથી સોનાની ખાણના સ્વામી થઇ આવેલા સુંદરલાલ અને સુંદરીનો વિલક્ષણ વિલાસ—વાચાલનો ત્રાસ—અને જગલાનો નિશ્વાસ—ઝવેરાતની પેટીની અદલા બદલીમાં જગલો સાચી પેટી ચોરી જાય છે અને વાચાલ કાળા સાપવાળી કૃત્રિમ પેટી લઇ પસાર થાય છે.

**પ્રવેશ ૩ જો—ધારિણીનો મહાલય.** માલવિકાની સંગીત કુશળતાનું દિગ્દર્શન અગ્નિમિત્ર અને માલવિકા વચ્ચે નિર્વાક પ્રણય બંધન, તથા અશ્વમેધના રક્ષા વાસ્તે જતા કુમાર વસુમિત્ર ને ધારિણીને હસ્તે રક્ષા બંધન.

**પ્રવેશ ૪ થો—જેલખાનું** પોતાના મતમા મેળવવા માટે યજ્ઞસેન માધવને માલવિકા ને ચંદ્રસેન સાથેજ પરણાવવા માટે મનાવે છે.

માધવ—કુસંપેથી કપાયા છે કુરૂ પાંડવ મહા જંગી,
જુઓ જાદવ મુઆ કોટી થઇ કુસંપના સંગી,
કરોડો રાજવંશીની કુસંપેથી થઇ પડતી,
અરે નામો નિશાની પણ નથી શોધી હવે જડતી.

એ ઉદ્દગારોથી કુસંપ ન કરવા સમજાવે છે. ચાલાક માધવીની ચતુરાઇ, માધવ બંધન મુકત થઇ પસાર, અને ચંદ્રસેન સામે માધવીના હાસ્યમય ઉચ્ચાર.

**પ્રવેશ ૫મો—કૃષિકારોનું અરણ્ય.** વ્યાજ ખાઉ કૃપણ કોડીદાસ અને કોટવાલ વાચાલનો ત્રાસમાંથી માધવસેને ગરીબ ખેડુત પ્રજાનો કરેલો ઉદ્ધાર, અશ્વમેધના અશ્વની રક્ષા માટે ભીલરાજ સાથે સમરાનલ જાગતાં ભીલરાજનો સંહાર વસુમીત્ર વીરસેન સાથે માધુસેનનો મેળાપ.

**પ્રવેશ ૬ ઠો—વિદીશા રણ્ય.** વિદીશાના વનભાગમાં કૌશીકીનું કલ્પાંત, માલવીકા કયાં છે તે બતાવી દેવા માટે યજ્ઞસેનનો તેના પર બળાત્કાર અગ્નિમીત્રથી ઉદ્ધાર અને માલવિકાના સમાચાર.

**પ્રવેશ ૭મો—કોડીદાસનું મકાન.** તરલાના સુંદરલાલ પ્રત્યે પ્યાર ભર્યા ઉદગાર, ઝવેરાતની પેટી લઇ તરલા સાથે નાસી જવાના જગલાના વિચાર તરલાની ચાલાકી, સુંદરલાલની અજાયબી, સુંદરી અને વાચાલના પ્યારનું પોગળ પકડાતાં વાચાલને પડેલો માર.

**પ્રવેશ ૮ મો—કુંડિનપુરનું ઉપવન.** કુંડિનપુરના ઉપવનમાં વિદર્ભ રાજકુમારી ઇંદિરાનો સહચારિણીયો સાથે આમોદ, પ્રમોદ, અચાનક આવી ચડેલા અશ્વ સાથે બાળાઓનો વિનોદ, યજ્ઞસેન આવી અશ્વ બાંધતાંજ વસુમિત્ર વીરસેન સાથે ભીષણ સમરાનલ ઉપસ્થિત થાય છે. યજ્ઞસેન બંધનમાં બંધાય છે.

ટેબ્લો



# અંક ત્રીજો

---

**પ્રવેશ ૧લો—પ્રમદવન**-માલવિકાનો વિલાપ અને કૌશીકીનો મેળાપ.

**પ્રવેશ ૨ જો—ચંદ્રસેનનો મહાલય.** માધવી પર ચંદ્રસેનનો અત્યાચાર અને માધવસેન દ્વારા માધવીનો ઉદ્ધાર, ચંદ્રસેનનો ખેદ અને કેદ.

## ટેબલો

**પ્રવેશ ૩ જો—વીરસેનનો મહાલય.** પોતાની પ્યારી પુત્રી માધવીનું મિલન થયાથી ખુશાલીમાં માધવી–માધવનો હસ્ત મેળાપ, બાદ વસુમિત્ર ઇંદિરાનો પ્રણય કલહ.

**પ્રવેશ ૪થો—કોડીદાસ કોઠારીનું મકાન.** સુંદરી વાચાલના પ્યાર સાથે કોઠારીના ઘરના ગોટાળાની પુર્ણાહુતિ, તરલા સુંદર લાલના લગ્ન, અને સર્વે આનંદ નિમગ્ન.

**પ્રવેશ ૫મો—પ્રમદવન.** માલવિકા અગ્નિમીત્રનો પ્રણય વિનોદ અને ધારિણીની સહાનુભુતિ તથા ઉદાર વૃત્તિ.

## સીન ટ્રાન્સફર

**રાજદરબાર**—કેદી રાજાઓની બંધન મુક્તિ. અગ્નિમિત્રનો તેઓ પ્રત્યે ઉપદેશ, અને વસુમિત્ર ઇંદિરાના હસ્ત મેળાપ.

**ૐ શાન્તિ. શાન્તિ. શાન્તિ.**



# માલવિકા-અગ્નિમિત્ર

## નાટકનાં ગાયનો.

### અંક ૧લો.

નટી— ૧

એકદંત ચરણ શરણ
સુખકારી સંકટ હરણ
દયાળુ દેવ દયામય થાઓ
અમ કૃતિ સફળ શુચી થાઓ
શાન્તિ અરપો સુખમય હરી
જળ સ્થળ તળ મંગળ થાઓ........એકદંત૦

આભાઓ— ૨

આલી આવો પ્રેમીઓ વધાવો
ઇશ્વર શુદ્ધ પ્રેમનું વિશુદ્ધ છે.
પ્રેમથીજ જગત ભર્યું...........
પ્રેમ પુષ્પ હૃદય કર્યું
પ્રેમી પ્રેમીને વધાવો...........આવો૦
પ્રેમી પ્રભાવ છે પ્રાણી સકલમાં
પ્રેમ જન પ્રેમમાં, પુર્ણ પ્રેમ નેમમાં
પુરો આનંદ છે પ્રેમીના ધામમાં
પ્રેમી પ્રસંગમાં, મસ્ત પ્રેમ જંગમાં
પ્રેમી પ્રેમીને વધાવો.......આલી આવો૦

અગ્નિમિત્ર— ૩

દિવ્ય ભુમિ ભારતી ભવાની
સકલ જગત મહિં સુંદર સરવથી
હિમ નગ નંદિની સુરજન વંદિની
પરમ મંગળ કર અભય કરધારી

ચંદ્રસેન— ૪

શુંગ અરિહણું જંગ મહિં મુજ હાથે
વેરધારી કરૂં પુરણ ખ્વારી અતિ ભારી

કરૂં પ્રચંડ યુદ્ધ શત્રુની સંગમાં
ઝુઝું અનલ અનીલમાં અરિની સાથે
કરે પન્નંગ પતિ વિહુંગશું વેર અરે ?
મુષક મંજાર મારે મેડકે માતંગ હારે ?
મારૂં અસી ધસી અરી અંગે ઉમંગે રંગે
જંગમાં ઝુઝવા આતુર મુજ મન આજે—શું૦

તરલા— ૫

નવેલી પ્રેમ વેલી ખીલીશી પુર બ્હારમાં, પુર બ્હારમાં૦
ઝુલતા જોબનીઆના બાગમાં
રસભર રંગભીની કળીશી આ ખીલી
મનહરને મધુરી પુષ્પ ક્યારી છે પ્રસારી
મધુકર મધના ભોગી આવો આવો આવો........

સુંદરી તથા વાચાલ— ૬

હારે રસીલા અલબેલા પ્રિતીનાં પ્યાલા ઉડાવીએ
વારે નવેલી રસરેલી આવોને રંગત ઉડાવીએ
સુંદરી ખરી સુંદર અરે, તું હરે ચિત્ત નૌતમ નખરે હાંરે
વાચાલ તમારો દાસ થશે

રસભેળા રંગત ખાસ થશે.......હારે૦
પ્રેય કમળ વદન પર ઓવારી જાઉં.......હારે૦

માલવિકા— ૭

આલી સ્વપ્ન સમાધી સહચર સુખની શૈય્યા ઉપર ધરતી
સ્વામી સુંદર એ નરવર સંગે રાત રહી રમતી
વ્હાલે વ્હાલાએ ભુજશું ભીડી ક્રીડા કરી મમથી
ઠગારે ઠગી મને છળ્યા
મીઠી મુરત એ મનહરની મુજ મન મહીં ગમતી
ભુલી ભમું છું ભોગી ભાળી ભારે ભ્રમે ભમતી
પિયુની માળ લઇ જપતી

આલવિકા અને માધવ— ૮

જાઉં મુજ વીર વીરા ધરી મન ધીર ધીરા
તારી સ્નેહ કયા તજી થાઉ ન્યારી આજ વીરા

ધરી મન ધીર બેની જાઓને હું આવું છું.
વૈદર્ભના રાજની રીદ્ધિ તુપર વધાવું છું

વીરા ત્હારા વ્હાલથી ભારી અ.ભારી થાઉં છું
સુકોમળ સ્નેહની સાંકળ થકી બંધાઉં છું

માધવી— ૯

પુષ્પ ખરેરે પરિમલના ભારથી અપાર, વિમલ ફુલ
યૌવનની વાડી ખીલી શી રઢિયાળી
પ્રેમ ઝરેરે કુમળી કળિયેરે............પુ૦
કુસુમની ક્યારી લીલીશી લચકાતી
ભોગી ગ્રહેરે સુરભી મધુરીરે........પુ૦

માધવી— ૧૦

ન દિવસે ચેન આવે કે ન નયનો નિંદ લાવે છે
ચડી અંગે મદન સ્વારી મને ભારી સતાવે છે
વસંતે કોકિલા કેકાર કોમળ કંઠથી કરતી
કુમળ કાયા કુમારીની કટાક્ષો કામના કરતી
થતાં સંગમ સમુદ્રે શાન્ત સરિતા પુર્ણ છલકાતી
મળે મોહન મદન મેમાન મહિલા મુગ્ધ મલકાતી

માલવીકા— ૧૧

મોહન ક્યારે મળે કષ્ટો ક્યારે ટળે
રમણી આ ટળવળે...............મોહન૦
રસ રતનાકર નટવર નાગર
સુખના સાગર ક્યારે મળે............મોહન૦

ક્યારે કુસુમ કળી ખીલતી રસવેલી સીંચે રાજવી
ક્યારે મૃદુ મુખથી સુણાવે શબ્દ મીઠા રાજવી
ક્યારે સુધામય સ્નેહની સરિતા સુહાવશે રાજવી
ક્યારે અધર ચુંબન કરી અકળાવશે એ રાજવી
વેલીઓ વગીવગી વ્હાલાને કહેજો
સંદેશા પંખીડાં પ્રીતમને દેજો
વ્હાલી વિયોગી વિરહે બળે

ભિલ્લો— ૧૨

કળ જુગે સાચી માડી તું કાળકા બાગી કાળી માત
તારો બેડલોરે માડી ( ૩ ) ભવાની કાળકારે
ધરમીને ઉગારે પાપીડાને મારે બાગી રૂપાળી તું માત
તારો નેડલોરે લાગ્યો ( ૩ ) ભવાની કાળકારે
ચરા બાગી તું પાવાગઢવાળીરે કાળી તું બરદાળી માત
તારો છેડલોરે ઝાલ્યો ભવાની કાળકારે



# અંક બીજો

---

**વારાંગનાઓ—** ૧૩

પુર્ણ તમ પ્રચંડ મહિમાં
અવનિમાં પ્રબળ બળ ભરપુર જગમાં
શું અદ્દળ અખંડ બળહુા...............
અરિ કુળ અઘહરી શુભયશ ભુપત ભરત
અરિદળ બળહર નરવર નમત
ગિરાને ગુણથી શુરથી ગજવતા
ન્યાય મુર્તિ સ્વામી ( ૩ )
ભુમિમા ભારી શૌર્ય ધરતા
ભુતળશ અવનેશ
કૃાતે ગનિ મતિ શાન્તિ કરત...............પુર્ણ૦

**માધવી—** ૧૪

દાર નહિ દિલદાર નહિ પુરી પ્રીત વિના સંસાર નહિં
પ્રીત પરાણે થાય નહિં છે પ્રીત થની મુશ્કીલ
પ્રેમ વિના પ્રેમાળ વિના...............પુરી૦
પ્રેમની વાટે પ્રેમી ઘાટે પ્રેમી પ્રેમ વકીલ
પ્યાર વિના નિર્ધાર વિના...............પુરી૦

માધવ— ૧૫

અતિ મનોહર રૂપ રાગની જલધાર
બરખા દીનનમેં ગાવત નરનાર
ગનિ વરજ કર ગાય મધ્યમ સુર બઢાય
સંયોગ કહે ચતર કેદાર મલ્લાર

માધવી— ૧૬

મોહનીયા મોરે મનનન ( ૩ ) મલકેરે
સાવરીયે હૈયે હરદમ ( ૩ ) હરખેરે
હો અખીયા તુમ પર ચમક ચમક ચુમ
ચમક ચમક ચુમ ચમકેરે
કૈસેરે આવું પ્રીય પ્યારા પ્રીતમવા
સુઘર રસીક મોરે બાંકે બાલમવા
દીપક જોત દમક હોત ઉત બહોત
શશી ઉદ્યોત ચમકેરે

સુંદરી—સુંદર— ૧૭

મોટર મંગાવો ફક્કડ ટોરપીડ શીપ ઘાટની
બેસાડી હવાણંદર સ્હેલ કરાવે
મહિ પંખા ઇલેકટ્રીક લાઇટ ફેશનેબલ અપટુડેટ
બંદરના રોડ પર મોટર દોડાવો..................મોટર૦

બુટ સુટ કેપ સ્ટીક સાથ રાખું ફક્કડ
હાથ ઝાલી સાડી ઓઢી સાથ ચાલું અક્કડ
................અરે મોટર૦
નેટી ઝેટી કેમારી લીપટન ફ્રીઅર હોલ સદર
સોલજર બજાર જુની જેલ પાસથી
વિકટોરીઆ ગારડનથી નેપિયર રોડ ફરી બોલ્ટન
મારકીટથી પાછા વળીએ............અરે મોટર૦

**ધારિણી**— ૧૮

પતિ એજ સતીનો ઇશ્વરરે
ભજું ભાવે પોચુ તણી માળારે
તિરથો વસે સૌ પિયુજીના ચરણે
સતિ પદ પુંજે પતિનારે
સ્ત્રી રૂપી નૌકા એકલી નમાલે
સ્વામી સામા સુંકાને સતિનારે..............પતિ૦

**ધારિણી** ને વસુમિત્ર— ૧૯

બાંધુ રક્ષા પ્રેમથી કરશે સદા રક્ષા હરી
શાણા સમરમાં સંચરી વળજો વિજય શ્રીને વરી
અશ્વની રક્ષા કરી શત્રુ હૃદય ભયને ભરી
લાવજો લાખેણી કીર્તિ દીપ્તી શક્તિ સુંદરી

વિશ્વપતિની વ્હારથી સંગ્રામમાં થઇ મ્હારથી
સૌને બનાવું સારથી શત્રુ હણું તલવારથી
વીરતામાં વીચરી વિનવીશ વિશ્વાધારથી
શુંગ સત્તા નાદથી ધ્રુજાવું ધરણી ભારથી

માધવ અને ખેડુતો— ૨૦

એજી માધવ કુમાર ભલે આવીયારે
પુરા પ્રેમે કંઇ દેવ દયા લાવીયારે
વ્હાલા વેગે ગરીબ લોક તારજોરે
કંટક કોટી અમરા કાપજોરે
મારા પ્યારા ખેડુત દુઃખ વામજોરે
સુખ સંતોષ દીન દીન પામજોરે
વારે વારે વ્હારે વ્હેલા આવજોરે
રૂડા રાજા થઇને દયા લાવજોરે

કોશીકી— ૨૧

સંસાર સાગર મધ્ય મારૂં નાવ ઝોલાં ખાય
તાર ત્રીકમ તરણી બુડતી ઝાલ બાપુ બાંય
મુંઝાઉં છું હું મધ્ય દરીયે તાર તું ઉદ્ધાર

તાર કર કરૂણા કરૂં કલ્પાંત કરૂણાધાર
માર કે ઉગાર બેઠો તાર જગન્નાધાર

અગ્નિમિત્ર— ૨૨

પામું પ્રિય વદના સુંદરી
મધુરી મનહરા રસભરી રામા
વામા વિમલ નેત્રી અમલ શીશી સુખકરા
મધુરી મનહરા રસભરી રામા
શુદ્ધાત્મા, શુચી કરા મૃદુવરા મનોહરા
રમણી, નમણી, ગૃહીણી, તરૂણી
પ્રિયા, પ્રભા ભરા, સુધાધરા, પ્રિયકરા
મધુરી મનહરા રસભરી રામા

તરલા— ૨૩

પ્યારા સુંદરલાલ તારી
છબી સુંદર પર ઓવારી
બલિહારી છે સુરત મતવાલી
દેદાર દેખીને દિવાની થઇ છું હું દિલભર........હા૦
દિનદાર દિલ મારૂં હર્યું
જોબન ભર્યું જુદું કર્યું
ફેશન નિરખી................પ્યારા

સુંદરલાલ અને સુંદરી વીગેરે—

હાય મરી ગયો બાપરે, ખાઓ મેથીપાક વે.ય વોય,
હાણીઆ કાપી આનું નાક હાથમાં આપ મુવાને
કરી મને બદનામ,
હાંણીઆ દે તડી, લે લાકડી, એ આ પડી,
અરરરરરરર્ર મરી ગયો મારા બાપ............ ( ૩ )
મને એકલી જાણીને ભરમાવી હાથ તાણી.
પેટી ખોલી સાપ ભાળી ગભરાણી,
જેવી દમયંતી દ્રૌપદી પતિવૃત્તા નારી,
તેવી મારે મન તું છે પટરાણી,
હાયરે માડી લાજ ગઇ પડું હું કુવામાં જઇ
કેવી રાંડ શાણી થઇ, કેડ તુટી માર ખાઇ
બોલ્યો કેમ મુંગો મર, નહિ બોલું મારૂ કર
આણ્યુ મારા કેડ પર

ઇંદીરાનો રાસડો— ૨૫

હારે ધરો હીત શીખામણુ ધ્યાનરે
બ્હેનો પ્હેલા પ્રભાતે પ્રભુ ધ્યાન ધરીએ
હારે પહેરી વસ્ત્રાભૂષણ નિત્ય સારાં
શુદ્ધ ભાવથી માત પીતાની સેવા કરીએ

અરે હાંરે સર્વ સખીઓ હળીમળી ફરીએ
અરે હાંરે પ્રેમે પતિવૃત ધર્મ આચરીયે

સખીઓ સુનીતીથી સદાસ્નેહે શીયળ સંભાળવું
વાણી વિમળવદી વિશ્વના કલ્યાણમાં મન વાળવું
ગોરી ગુણી ગૃહ રાજયને ગૌરવ થકી ગરજાવવું
પુજી પતિપદ પ્રેમથી પતિ વૃતપણાને પાળવું
નહિ જુઠું જીભેથી બોલી એરે બ્હેનો
જુઠામાં નથી કાંઇ સાર
અન્ય સંગેન દિલને ખોલીએરે બ્હેનો
બગડે બધો સંસાર
સાસુ સસરાની શીખ માની લઇએ,
આડો ઉતર મુખથી નવ દઇએ
નીચ નારીનો સંગ નવ કરીએરે
બ્હેનો વ્યવહારમાં ચિત્ત જોડીએ
સંતોષવા સ્વામી સદા સન્નારીએ શીળ ધર્મથી
સર્વ પ્રાણીને સમાન ભાગી ચાલવું શુભ ધર્મથી
સાસુ શ્વસુર સંતો સદા સંતોષવા આ ધર્મથી
ધૈર્ય ધારી ધ્યાન ધરવું ધરણીધરનું ધર્મથી

ઇંદીરા— ૨૬

હરી હૈયું હૃદયનો હંસ એ ક્યાંરે ગયો ચાલ્યો
છુમંત્રોથી છબીલીને છબીલો છેતરી ચાલ્યો

સુણાવી ભાનથી ભારી કટાક્ષે કારી ઘા મારી
કીધું ઘાયલ કલેજાને બનાવી હાય લાચારી
પધારો પ્રેમ રસ ભીના નગીના નેત્રના તારા
પુણું પાલવ પ્રસારી પાય તારા પ્રેમથી પ્યારા

---

# ત્રીજો અંક

---

માલવિકા— ૨૭

પલટાય રે હાં ભાગ્ય લેખ
ભાવી ના મીથ્યા થાય
પુર્વ જન્મના પાપે
પુરાઇ પીંજર માં પંખીણી આ
હા પ્રમદ વનમાં કેદી વેશ
શ્રી હરી કષ્ટ કાપી
બચ વો બંસીવાલા નંદલાલા
દુઃખદ અતી હા ! કષ્ટ કલેશ

કૌશીકીને માલવિકા ૨૮

વિભુ વિશ્વ રાજ્યના વિહારી
ગીરધારી કાનુડા સાહ્ય થયા શામળા

ભક્ત પાલ યશોદા લાલ શામળા
નિતી ધરે મનુ બાલકો જો અંતરે
સાહ્ય થાય શ્રી હરી બીરદ સત્ય આદ ?
એ હરી કૃપાથી મળી આજ તું અમે સખી
કૃષ્ણ કરૂણાળુ થયા યશોદાલાલ શામળા

વસુમિત્ર અને ઇંદીરા— ૨

આવો આવો રસીલી રાજ બાળા રમાડું રંગે પ્યારથી
પુરા પ્રેમથી પોકારૂં પિયા પ્યારથી
હાં જાણી જાણી પ્રિતી તમારી જાણી
શાણી છબીલી
બનાવો ન ખાલી
( અરે જુઓ જુઓ સમેથી તમારાં મામી આવે છે )
અરરરર એ વળી કયાંથી આવી લાગ્યાં
કયાં છે ? આ રહયાં (૨)
કયાં છે ? વાહ વાહ
ચાતુરી ચલાવી કેવી
ન અન્ય કો તારા જેવી છો દીલહર શ્રી દેવી
વ્હાલા રસીલા, હઠીલા, છબીલા...............આવો

માધવી માધવ— ૩૦

વાહ વિમળવર વાહ રસીકવર
શીદને શરમાવો અરે જાઓ ન બનાવો ન સતાવો
વાહ કામિની કામણગારી
તેં કામની કટારી મારી
માધવની મુગ્ધા નારી
છોડો છેલા હું હારી......................વાહ૦
આવો રસીલી જરી આમ
આપો અધીક આરામ
લાલા લજવો શું કામ
અરે વ્હાલા હૃદય આરામ
વાહ વાહ શી મધુરી વાણી
ચાલાકી ચાતુર જાણી
જા સમજી આલી શાણી...............અરે વાહ૦

સુંદર૦ સુંદરી૦ તરલા કોડીદાસ વિગેરે ૩૧

ખીલી રંગીલી રજની શી આજે પુર બહાર
બસ પ્રેમ પ્રેમીઓ પામ્યા છે સૌનો બેડાપાર

તરલા ફરશું મોટરમાં—સુંદરી જાશું હોટલમાં
પીશું ભરી પ્યાલી રસની, માણીશું મોજ અપાર
અહાહા બસ એ મઝા, બસ એ મઝા
તરલા સુંદરની સાથે
આ સુંદરી મારી સાથે
ઉલ્લુ કાણાને માથે

હરદમ સરગમ રૂમઝુમ સહુ નાચો આજે પુર બહાર

માલવિકા—અગ્નિમિત્ર ૩૨

ચાલો રસીલી રસ કુંજે, અલી ગુંજે, મધુ કુંજે
હંસાગમની ચાલ ચાલી
અલી એ કળી ને ભલી ભાળી, હસ્તાળી, મૃદુબાળી
લાલા લજવો નવ ઠાલી
છો કાન્ત કળાધર મારા—સ્વીકારો રજની દારા
હું ઉષા તમારી પ્યારા—વર્ષાવો અમી રસધારા
તુજ બિંબ પયોધર ન્યાળી—ઉપજે છે આનંદ વ્હાલી
સુરતી મનહર મતવાલી—વામા વૈદરણી વ્હાલી

..........................ચાલો

પ્રાર્થના— ૩૩

આનંદ આનંદ અતી આજ અંગમાં
સકળ જન સમાજ અખીલ જગતમાં
સુખ કરતા દુઃખ હરતા શાંતિ જગ જગ ભરતા
જગ ઉદ્ધાર પાલનહાર જન મનને મુદીત કરતા
જ્ઞાની માની ધ્યાની તું સુકાની
ત્રિલોકપતી ગાય વેદ વાણી
શ્રી હરી સુજ્ઞાની નાથ નિષ્કામી
નમું શિર નામી
વિશ્વધામ વિશ્રામ પ્રિયકર પરમ પ્રભુ

